# ઈશ્વર સ્તુતી.

## શાર્દુલ વિક્રિડિત છંદ.

વંદું હું જગદીશ શીશ નમિને, વંદુ ભુમીના પતી,
વંદું દુઃખ વિદારનાર વિભુને, વંદું સુધારો મતી;
વંદું હે અખિલેશ એશ કરતા, વંદું હું વિશ્વેશ્વરા,
વંદું હું જગપાળ પ્રીતિથિ સદા, વંદું હું સર્વેશ્વરા.–૧
વંદું દુર્મતિ ટાળનાર વિભુને, વંદું દયાના નિધી,
વંદું વાણી સુધારનાર પ્રભુને, વંદું કૃપા જે કીધી;
વંદું પાળક પ્રાણિના સરવદા, વંદું હું વિશ્વંભરા,
વંદું દીન દયા નિધી દુ:ખ હરા, વંદું દયાના ઝરા. ૨
વંદું માત પિતા જનો સકળને, વંદું હું ભ્રાતાતને,
વંદું છો સુખકાર સર્વ જીવના, વંદું પિતા આપને;
વંદું સૃષ્ટિ બનાવનાર ઇશને, વંદું ગ્રહોના પિતા,
વંદું વ્યાપક સર્વદા સહુ સ્થળે, વંદું ધરી નમ્રતા.–૩.
વંદું નાથ હું હાથ જોડિ તમને, વંદું દુઃખો સૌ ટળે,
વંદું આપ પ્રતાપ સર્વ સ્થળમાં, જેનાથિ શાંતિ મળે;
વંદું દોષ નિવારનાર હરિને, વંદું પ્રભૂ સર્વદા,
વંદું ટાળક તાપ આપ સહુના, વંદું ટળે આપદા.–૪.
વંદું નાથ અનાથના અવનિમાં, વંદું વિભૂ પ્રીતથી,
વંદું કાર્ય સુધારનાર જનનાં, વંદું સદા ચિત્તથી;
વંદું સત્ય તણાજ સ્નેહી તમને, વંદું હું પાદાંબુજે,
વંદું વીનતિ તાત ધ્યાન ધરિને, વંદું સુખો આપજે.–૫

---

## — પ્રભુનો ઉપકાર ન ભૂલવા વિષે. —

### રાગ કવાલી.

ગયો ભૂલી પ્રવર્તિમાં, ખરૂં કર્તવ્ય જે તારૂં;
અવિનાશી પ્રભુને તેં, વિસારી કાં દીધા વારૂ–ટેક.
રહ્યો ગર્ભમાં જ્યારે, કરારો શું કર્યા ત્યારે;
તમારૂં નામ નહિ ભુલું, પછી પસ્તાય શા સારૂ.–ગયો ભૂલી.
સંબંધી જે બધા તારા, પ્રિય બંધુ અને દારા;
ગળે ફાંસી કદી આવે, રહે વાતો કરી ન્યારૂં-ગયો ભૂલી.
મુકી તેં રત્નને દીધું, અલ્યા આ કર્મ શું કીધું;
ગયો બાજી બધી હારી, વિષય લાગ્યું બહું પ્યારૂં-ગયો ભૂલી.
કહે જયરામ હે પ્રાણી, ન માની સંતની વાણી;
કદી ચેતી નહીં ચાલે, ગતી થાશે ન હું ધારૂં.–ગયો ભૂલી.

## —પૈસા એજ પરમેશ્વર છે.—

### રાગ કવાલી.

અરે પૈસા અરે પૈસા, રહ્યું આધિન સૌ તારા.
બનાવે મૂર્ખને જ્ઞાની, રખાવે વાત તું છાની;
કરે છે ધર્મની ખ્વારી,–ટેક.
મનાવે છે રૂડું તારૂં, વિના પૈસે બધું ખારૂં;
ભરે છે કૈક તો વારી.–રહ્યું અધિન.

વસે છે તું વધારે ત્યાં, રહ્યા દાટી જમીનોમાં;
મજા ચાખે ન કંઇ સારી.-રહ્યું અધિન.
હવે માગી રહું મારી, વધારે શું કહું ચાંપી;
ગયો જયરામ પણ હારી.-રહ્યું અધિન.



## —સંબંધીઓની પરીક્ષા.—

### રાગ કવાલી.

સંબંધીની મજા જોવી, પડે છે કામ તે વારે,
હશે જો પાસમાં નાણું, મજાનું જો જુવે ટાણું;
કહે આધિન છું તારે.—ટેક.
કદાપી જો દુઃખી દેખે, કશામાં તે નહિં લેખે;
ગમે ના તે ઉભો દ્વારે.—પડે છે કામ તે વારે.
કથીને શું કરૂં વાલા, દિસે જો હાથ આ ઠાલા;
જતો ઊઠી રહે બહારે.—પડે છે કામ તે વારે.
કહું છું હું હવે યારો, પરાઈ આસના ધારો;
કહે જયરામ તે ત્યારે.—પડે છે કામ તે વારે.



**શ્રી ૧ા.**

સંવત ૧૯૭૩ના શ્રાવણ વદ ૧૪ ને વાર ગુરૂ તારીખ ૧૫–૮–૧૯૧૭ અંગ્રેજી દીને જોગ લી. હમો નીચે સહીઓના કરનારાઓ કુંભાર અથવા કુંભારીઆ સુથાર સમક્ષ સાત ગામની પંચ મળી સર્વેએ આજરોજે પંચ એકઠી કરી તેમાં નીચે મુજબના ઠરાવો કીધા છે.



# કલમો.



૧ આપણી ન્યાતમાં લગન તથા શીમંત તથા વેહેવા તથા મૈયત વગેરેના ખરચમાં કોઇએ પણ મદ્યપાન ( દારૂ, તાડી ) વાપરવા નહીં અને જો કોઈ પણ વાપરે તો પંચે નીચે મુજબ ઠરાવેલો દંડ રૂ. ૨૫) અંકે પચ્ચીસ લેવા સહી.

૨ **છોકરા છોકરી બાબત**—છોકરો જન્મે છે ત્યારે ઊમર સાળો પહેરાવતા હતા તે બંધ કર્યો છે ને કદાચ પહેરાવે તો તેની પાસે રૂ. ૨૫) અંકે પચીસ દંડના લેવા સહી.

૩ નાની ઉંમરમાં વિવાહ કરે છે તે કરવાં નહીં. છોકરાની ઉંમર વર્ષ પાંચની હોવી જોઇએ અને છોકરીની વર્ષ

ત્રણુની હોવી જોઇએ. ત્યારબાદ વીવાહ કરવા તેથી નાની ઉંમરના કરવા નહીં. કરે તો દંડ પંચની ધ્યાન મુજબ લેવો.

૪ છોકરાનો વિવાહ કરવા જાય તેમાં મરદ બે જાય અને સાકરનું પડીકું તથા પાવલી છોકરાના હાથમાં આપે તો તે વિવાહ સહી. ત્યારબાદ સારો દીવસ જોઈ છોકરાને ત્યાંના છોકરીને ત્યાં જાય તેની ફુરસદે પણ વિવાહ નક્કી કહેવાય.

૫ વિવાહ નકકી થયા પછી છોકરો યા છોકરી કોઈ પણ જાતની ખોડવાળી હોય છતાં પણ તેના લગન કરવા સહી. લગન કર્યા બાદ ફારગતી કરે તો છોકરીનો બાપ અથવા તો છોકરાનો બાપ પંચે ઠરાવેલા રૂ. ૨૦૧) અંકે બસો એક પંચમાં આપે સહી. જે ફારગતી આપે તે આપે. તે રૂ. ૨૦૧) માંથી પંચના હક્કના રૂ. ૫૧) એકાવન કાપી બાકીના રૂ. ૧૫૦) ફારગતી લેનારને આપવા સહી. તેમાં કોઇનો હક નથી. પંચ એકઠી કરામણીના રૂ. બંને જણ આપે સહી. એ રીતની ફારગતી થઈ તેમાં કોઈ કોઇનો દાવો ચાલે નહીં, કરે તો રદ છે. ઉપર જણાવેલી રકમમાંથી કોઇ ઓછી વત્તી લે તો તે પંચનો ગુનેહગાર છે.

૬ **નાના છોકરાનું ચોથીયું કરવું નહીં**—વળી બીજું જેના ગામમાં એક માણુસ હોય, અને પરજ્ઞાતીવાળા સાથે સંબંધ હોય અને ખાંધીયા ભાર ઊતારવો હોય તો બ્રાહ્મણુ ભોજન માસ ૧) એકપર જમાડે ત્યારે નોતરૂં દઇ જમાડે.

૭ **છોકરા છોકરીના લગન બાબત.**—છોકરાના લગન થાય ત્યારે તે ધણીને ત્યાં ગ્રહશાંતકને દીવસે એકજ દીવસ જમણ પોતાના મોહોલ્લામાં આપે, અને સુખડી કરાવે તેમાં ફકત વાલ અને સુખડી પીરસે. પીવાનું તદ્દન બંધ છે.

૮ છોકરીના લગનમાં જે દીવસે જાન પરણવા આવે તેજ દીવસે ખર્ચ જમણનો કરે. અને બીજે દીવસે જાન વિદાય કરે. એ લગનમાં સુખડી તદ્દન બંધજ છે. વળી જાનવાળાને પહેરામણીમાં વાડકામાં રૂ. ૫) થી રૂ. ૧૨॥) સુધી મુકવા તથા વેવાઇ અને વેવાણ બંનેને ઢાંકવા ખુશીથી ફાવે તે આપે સહી.

૯ **શીમંતનો ખરચ બંધ કર્યો છે.**—છોકરીને સાસરે ખોળો ભરે તે દીવસે છોકરીને લુગડાં આપવા હોય, તો તે બે માણસની સાથે મોકલી આપવા તથા જમાઇને જે આપવું હોય તે આપે અને છોકરીને લાડવે ઘાડવે વરાવે તો બે માણસ જઈ તેડી લાવે. આ ઠરાવથી જે આડો ચાલે તો તેની પાસે પંચ રૂ. ૧૦) દંડ લે સહી. છોકરીને છોકરો જન્મે તો બે માણસ જઈ તેડી લાવે. સૌ સૌના મોહોલ્લામાં જે રીવાજ હોય તેના હકના રૂપીયા લે.

૧૦ **મરણ બાબત.**—જે ધણીને ત્યાં ત્રીસ વરસથી ઉપરનું મરણ થાય તોજ તેનો એક દીવસ ખર્ચ કરવો. ઓછી ઉમરનાનો ખર્ચ કરવો નહીં અને જો ઘરડું મરણ પામ્યું હોય અને જે માણસને બે દીવસ કરવા હોય તો મોહોલ્લાની પંચ મેળવી સલાહ લેવી અને ગુનેહગારી બદલ રૂ. ૫) અંકે પાંચ રૂપીઆ આપી ખર્ચ કરે સહી.

૧૧ **શહેરમાં કન્યા આપવા બાબત.**—નાતરાની કન્યા શહેરમાં આપવી નહીં. જે ધણીને કન્યા આપવી હોય તો તે સાત ગામની પંચ એકઠી કરી સલાહ લેવી, ત્યારબાદ કન્યા આપવાનો ઠરાવ થાય. પુછ્યા સિવાય ઠરાવ થાય નહીં. કરે તો પંચની ધ્યાન મુજબ દંડ લેશે. શહેર સિવાય ગામડે આપવાની રજા છે.

૧૨ કોઈ માણુસ સફરે જઈ પહેલો આવે તો દેહ શુદ્ધ પ્રાયશ્ચિત કરાવી મોહોલ્લામાં રૂ. ૨ા આપી પગે લાગે તથા મોટી પંચના રૂ. ૧૫) પંદર આપે સહી અને બીજી વખતે આવે ત્યારે પોતપોતાના મોહોલ્લામાંજ રૂ. ૫) પાંચ આપે. પંચનો કંઇ હક્ક નહીં.

૧૩ આપણી સાત ગામની પંચનો માણુસ તકરાર કરી ગુનેહગાર થયો હોય તો તે આસામી બીજી પંચમાં જાય તો રૂ. ૫૧) એકાવન દંડના બદલ આપી જાય. અને જો તે આસામી મારામાર કરી સરકારમાં ફરીયાદ કરે અને પંચને પુછ્યા સીવાય જાય તો પંચ નીમે તે દંડ આપે સહી.

૧૪ સમસ્ત ગામની ફારગતીના રૂ. ૫૧) એકાવન લેવામાં આવે છે તેમાંથી પંચના રૂ. ૩૬) છત્રીસ કાપી લઇને તેના મોહોલ્લામાં અથવા તે ગામમાં રૂ. ૧૫) આપી દેવા સહી,

૧૫ છોકરી પરણે ત્યારે ચોળી દાપાના રૂ. ૨ાાj અઢી છોકરીનો બાપ આપે અને છોકરાવાળો લગન સંધાઇનો રૂ. ૧ાj સવા આપે તથા લજ્જા હોમનો રૂ. ૧) એક સામસામીનો આપે.

૧૬ છોકરીવાળાને ત્યાં પરગામથી રાત્રે જાન આવે છે ત્યારે આપણાવાડાની જાન હોય તો તેની પાસે તે વખતે કાંઈ લેવું નહીં. અને પારકાવાડાની જાનવાળા પાસે રૂ. પાંચ લેવા. તે પણ સૌ સૌના મોહોલ્લામાં લઇ રાખે.

૧૭ કોઈ માણસ વિવાહ કરવા જાય તો બૈરા બીલકુલ જાય નહીં. ફક્ત બે મરદ જઇ કરી આવે. વળી જણસ ચડાવવા જાય તો પાંચ મરદ જાય વધારે જાય નહીં. જાય તેને બીજે દીવસે વિદાય થાય. ત્રણ દીવસ રહે નહીં તેમ કોઇએ રાખવા નહીં.

૧૮ આણા વારવા જાય તો છોકરી તરફના ફક્ત બે મરદ જાય ને તેડી લાવે અને બીજેજ દીવસે વિદાય થાય. ત્રીજે દિવસ રહે નહીં તેમ કોઈ રાખે પણ નહીં.

૧૯ સાત ગામની સમસ્ત પંચ મળે ત્યારે નીમેલા ઘરડા આવે અને બાળગોપાળની પંચ હોય ત્યારે બાળગોપાળ સર્વે આવે. ઘરડાની પંચ હોય અને કોઇ નહીં આવે તો તે માણસ પાસે રૂ. ૦-૮-૦ આના દંડ લેવો અને બાળગોપાળ નહીં આવે તો તેની પાસે રૂ. ૦ ૪-૦ આના દંડ લેવો. પંચમાં સર્વે માણસોએ બપોરના બરોબર બે વાગે હાજર થવું. બે વાગ્યા પછી આવશે તેની પાસેથી ઉપર ઠરાવ્યા પ્રમાણેનો દંડ લેવામાં આવશે.

**ઉપરની** વીગતે તમામ શરતો કબુલ કરી આ કરારનો દસ્તાવેજ હમોએ હમારી રાજી ખુશીથી તથા અક્કલ હોશીયારીથી તથા બીનકૈફ તથા સાવચેતીપણામાં લખ્યો છે. તે હમારે તથા હમારા વંશ વારસોને કબુલ મંજુર છે સહી. તે દસ્તાવેજ હમે સ્ટાંપની ઉપર લખ્યો છે તેની નકલ આ ચોપડીમાં છાપી પ્રસિદ્ધ કરી છે. ને સર્વે જ્ઞાતિ બંધુઓએ પોતાના ઘરમાં એકેક નકલ રાખીને

કોઇપણ માણુસ સફરે જાય, અને લાંબી મુદત થાય તોપણ દેશમાં આવતા નથી. માટે જે માણુસ ૬ વરસ સુધી દેશમાં નહીં આવે તો તેને સરકારી કાયદા પરમાણે નોટીસ આપી, સરકારી પરવાનગી મેળવી પંચની સલાહ લઈ બીજી જગ્યાએ નાતરે જવું હોય તો જાય. તેમાં પણીયત ધણીનું કાંઇ ચાલે નહીં. એજ.

પરણુતી વખતે પલ્લાની જનસ બાબત–આપણી જ્ઞાતીમાં લગન થાય ત્યાં સુધીમાં કુલે જનસ દેશાઇ રીત પ્રમાણે ચડાવવી તેમાં રૂપાની કલ્લી. તથા વાંક હાથના બે તથા વોંટળા કાનના બે તથા ગળાની જનસ ચાર, ( લીલક, સાંગલું, સાદા ચોકડા, ગાંડી.) ફક્ત તથા ઊંચે કાનનો વિંઢલો ૧ તથા વીંટી નંગ ૨. રૂપાની, નાકની વાળી ૧, તથા લુગડાંની જોડ ૧ સારી રેશમી લેવી, બાદ રીતના રૂપીયા, ત્રણ જોડ લુગડાંના લે છે ૨૨।। તે પ્રમાણે લેવા પણ જો કન્યાના બાપ દાણીયું માગે તો તે રૂપિયા ૨૨।। લે નહીં. ફકત દાણીયુંજ આપવું.

વિવાહ તોડવા બાબત–આપણા વાડાના વર કન્યા હોય અને પારકા વાડા સાથે સંબંધ થયો હોય તો. પારકા વાડા વારો વિવાહ તોડે તો આપણા વાડા વારો માણુસ પંચને ખબર આપી જાહેર કરે તેમાં તેનો ગુનો બીલકુલ ગણાશે નહીં. પંચ તરફથી તે બીન ગુનેગાર છે.

## કતારગામ.

| | | |
|---|---|---|
| ફકીરચંદ પરસોતમ | ઊમેદરામ જયરામ | ગોવન કેશવ |
| ગોપાળ વનમાળી | નથુ રામજી | કાળા પરસોતમ |
| કેશવ રામજી | મકન નારણ | વલભ છીબા |
| ભીખા ધનજી | વલભ માવજી | ગીરધર ભગવાન |

| | | |
|---|---|---|
| પરસોતમ રામજી | કુબેર દીયાર | પેમા ગોવીંદ |
| નારણ દુલા | નારણ ભગવાન | નાગર દેવજી |
| ભાણા બાવજી | ભુલા ભીખા. | વલભ ભગા |

## ગામ. વેડ.

| | | |
|---|---|---|
| ધનજી નારણ. | દીયાર ફીકા | ગોવન બાવજી |
| દેવા મંગળ | લખમણ જગા | જેરામ જીવણ |
| જીવણ નરસિંહ | હીરા ગોવન | નાથા દીયાર |
| રતનજી પીતાંબર | નરસિંહ જગા. | પચ્છા મકન |

## વરાછલી.

| | | |
|---|---|---|
| રતનજી રામજી | ખુશાલ પુંજીયા | કેશવ દીયાળ |
| ગોવન નથુ | ભગા ભાણા | દાયા દેવજી |
| લખમણ માવજી. | | |

## વરાછા.

| | | |
|---|---|---|
| વલભ મીઠા | દયા વલભ | વલભ વણારસી |
| કલાણ વણારસી | | |

## ફુલપાડા.

| | | |
|---|---|---|
| કેશવ રતનજી | નરસિંહ દુલભ | માધવ દીયાર |

## ઓલવડ.

કારાં નરસિંહ.

## ડભોલી.

ઝીણા રતનજી.

[“શંકર” પ્રેસ–સુરત.]

જયારે કામ પડે ત્યારે તે ઠરાવ મુજબ ચાલવું. તે ઠરાવથી ઉલટા ચાલનાર પાસેથી જ્ઞાતિના ઠરાવ મુજબ રૂ. ૧૦૧) એકસો એક લેવામાં આવશે. કોઇપણ કામ કરતી વખતે પંચના ઘરડાની સલાહ લઇ કરશે તો ઉપરનો દંડ લેવામાં આવશે નહીં.

| કતારગામના. | | વેડના. | |
|---|---|---|---|
| ફકીરચંદ પરસોતમ | સ. દા. પો. | નરોતમ પરસોતમ | સ. દા. પોતે |
| ઊમેદરામ જયરામ | ,, ,, | ધનજી નારણ | ,, ,, |
| ગોવન કેશવ | ,, ,, | રતનજી પીતાંબર | ,, ,, |
| ગોપાળ વનમાળી | ,, ,, | દીયાર કીકા | ,, ,, |
| નાગર દેવજી | ,, ,, | ઇચ્છારામ મકન | ,, ,, |
| નારણ દુલા | ,, ,, | ગોવન બાવજી | ,, ,, |
| નારણ ભગવાન | ,, ,, | નાથા દીયાર | ,, ,, |
| ભાણા દેવજી | ,, ,, | નાથા રણછોડ | ,, ,, |
| કુબેર દીયાર | ,, ,, | નરસિંહ દુલભ | ,, ,, |
| પરસોતમ રામજી | ,, ,, | ખુશાલ પુંજીયા | ,, ,, |
| ભીખા ધનજી | ,, ,, | જીવણ પુંજીયા | ,, ,, |
| ભૂલા ભીખા | ,, ,, | **ડભોલી.** | |
| વલભ છીબા | ,, ,, | ઝીણા રતનજી | ,, ,, |
| વલભ માવજી | ,, ,, | રતનજી માધવ | ,, , |

વરાછીલી તથા વરાછા તથા ફુલપાડા.

| | | | |
|---|---|---|---|
| ગોવન નથુ | ,, ,, | ભગા ભાણા | ,, ,, |
| ખુશાલ બેચર | ,, ,, | દાયા વલભ | ,, ,, |
| નરોતમ વણારસી | ,, ,, | વલભ મીઠા | ,, ,, |
| ડાયા દેવજી | ,, ,, | કાશ નરસિંહ | ,, ,, |
| પેમા જગા | ,, ,, | કેશવ રતનજી | ,, ,, |

# હું શા માટે રોઊં છું.

---

ભાઇઓ ? તમને ખબર છે ? હું મારે માટે નથી રોતો, હું તમારે માટે રોઊં છું. હું આપણી ભવિષ્યની પ્રજાના હિતને માટે રોઊં છું. હું આપણી ન્યાતોના જુલમ માટે રોઊં છું. હું આપણા ફોગટના ગુર્ખાઇ ભરેલા વહેમોને માટે રોઊં છું આપણું સત્યાનાશ કહાડનારી આપણી માનીતી આભડછેટને માટે રોઊં છું. આપણે આપણા ધર્મના હાથ પગ બાંધીને તેને ટુંકી હદમાં કેદ કરેલો છે. તેને માટે હું રોઊં છું. પ્રભુએ કૃપા કરીને આપણને જે મહાન બુદ્ધિ આપેલી છે. તેનો આપણે ઉપયોગ કરતા નથી એ માટે હું રોઊં છું આપણી દેશની ભવિષ્યની આશા જે નાના બચ્ચાંઓ, તેને યોગ્ય કેળવણી મળતી નથી એ જોઇને હું રોઊં છું. આપણા હજારો ભાઇ બંધુઓ પીવાનો તથા નઠારી ચીજોનો ખોરાક ખાઇ મસ્ત રહી પ્રપંચના વ્યવહારમાં સુખાનંદ માની આખરે ભીખારી હાલતમાં આવી પડવાનો ધંધો લઈ બેઠા છે ને દેશ ઉપર તથા ઘરમાં, પૃથ્વી ઉપર બોજા રૂપ થઈ પડેલા છે. તેને માટેજ હું રોઊં છું. આપણા ચાલાક બાળકો આપણું પોતાનું વરતન જોઇને શીખે છે અને પછી દુનિયાદારીની હવા ખાધા પહેલાં મુર્ખોને હાથે મુંડાઇ જાય છે. અને પોતાનો ભવ બાળી ધંધો નહીં થવાથી ભગવાં કપડાં પહેરવાનું કરી મા-બાપને દુઃખ રૂપ થઇ પડે છે. તે સર્વે આપણી ચાલ ચલગત જોઇનેજ શીખે છે. તેને માટેજ હું રોઊં છું. ભાઇઓ ? મને રોવા દો. પેટ ભરીને રોવા દો. હું જેની આગળ

હૃદય ખોલીને રોઈ શકું એવા માણસો પણ ક્યાં છે? ભલે તમે મારાં આંસુઓ ન લુંછી શકો પણ મારા મનના હેતુઓ તો સમજો મારા મનનું કહેવું એજ છે કે આપણી જ્ઞાતીમાં ઘણો ભાગ અભણ છે માટે ધર્મ બાબતમાં વધારે જ્ઞાન તો નહીં થાય. પણ પહેલું પગથીઉં સતસંગ કરવો એજ છે તેમાંથી બધી બુદ્ધી સુઝ પડશે.

---

**અર્થ શરિરથી, ચોરી, વ્યભિચાર, અને જીવની હિંસા.**
**વાણીથી, { પારકી નિંદા, જુઠું બોલવું, સામાને કડવા લાગે તેવા વચન કહેવા તે.**

મનથી, નાના પ્રકારના તુચ્છ વિષયોની આશા કર્યા કરવી તે, ચિંતવન એટલે મનમાં સમરણ કરવું તે, દોષ બુધ્ધી એટલે પારકા ના અવગુણો જોવાની બુદ્ધિ તે.

આ નવ પ્રકારના સર્વ દોષો તે ત્યજે તોજ સતસંગ ફળે છે. માટે એ સર્વ દોષો એની મેળેજ જતા રહે છે. તેનો સહેલો ઉપાય એજ કે સત્સંગ કરવાથી આપો આપ મટી જાય છે. આવડો મોટો સત્સંગનો પ્રભાવ છે. માટે પ્રત્યેક મનુષ્યે નિરંતર સત્સંગ કરવો. તેનાથી પાપાત્મા પણ પુણ્યવાન અને પવિત્ર થાય છે અને તેમાંથી સર્વે રસ્તા મનુષ્યને જે શોધે તે મળે છે.



# સત્સંગ પ્રતાપ.

---

જોકે સત્સંગ એટલો બધો ઊત્તમ છે. તોપણ જો તેને સેવન કરનાર પુરૂષમાં કેટલાક માહા અવગુણો હોય છે, તો તે (સત્સંગ) તેને પોતાના ઊત્તમ સ્વભાવ પ્રમાણે તરત ફળી શકતો નથી. એ અવગુણો એટલે દોષો કાયિક (શરિરથી ઊપજતા) વાચિક (વાણીથી ઊપજતો). અને માનસિક (મનથી ઉપજતા), એમ ત્રણ પ્રકારનાં અવગુણો આપણા મનુષ્યમાં રહે છે. અને તે અકેક અવગુણનો પ્રકાર છે તેના પણ ત્રણ ત્રણ પ્રકાર દરેકના છે. માટે જો એ સર્વ દોષોને જડમુળથી ત્યજી દે, તોજ તે પ્રાણીને સત્સંગ ફળે છે. એ દોષો સંબંધે કહ્યું છે કે:--

### દુહો.

ચોરી, યારી, હિંસતા, તનહિ દોષ હૈ તીન;<br>
નિંદા, જુઠ, કઠોરતા, વાક ચાપલ્ય ઔ. મીન.<br>
તૃષ્ણા ચિંતવન, દોષ બુદ્ધિ, નૃસિંહ ત્રૈ મન દોષ,<br>
કાયિક, વાચિક, મનો કૈ, ત્રીધા દોષ તજ મન મોક્ષ.

સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ, એ ત્રણે લોકનાં સર્વ સુખોને એક પલ્લામાં મુકીએ અને બીજા પલ્લામાં એક ક્ષણ ભરના સત્સંગનાં ફળરૂપ સુખને મુકીને તોળીએ તો, સત્સંગના સુખનું પલ્લું નમશે. અર્થાત બીજા બધાં સુખો સત્સંગ તોલે આવી શકશે નહિં એવો સત્સંગનો મહિમા અગાધ છે, જેનું માહાત્મય કરવાને શેષ ને શંકર પણ અસમર્થ છે.

ન્યાતી બંધુંઓને વિનંતી છે કે, આ બધું લખવાનું કારણ એ કે કામધંધા કરી સર્વે ભાઈ થાકી, એ ઘડી નબળા ગપાટા મારે છે ને જગોપર જરા વેદાંતની તથા ઇશ્વિર ભક્તિની વાર્તા તથા હાલમાં પુસ્તકો ઘણી જાતના નિકળે છે તો એ ઘડી કથા વાર્તા સાંભળી જ્ઞાન મેળવશો તો તમારી મન શક્તિ નમ્ર થઇ થશે. જેથી પરમાત્મા તમારી ઉપર ધંધા રોજગાર વગેરેમાં સહાય થશે. એજ કારણ છે. નીતીથી નારાયણ પાસેજ રહે છે. વધારે લખવાનું કારણ કે ચોપડીમાં જગાં ઘણી ખાલી રહેવાથી પાનાની ભરતી કરવાને આપ બંધુઓને જરા ફુરસદની વેળાએ વાંચવાને ન્યાતી તરફથી જરા શ્રમ લીધો છે: માટે એ શ્રમને જરા ધ્યાનમાં લઈ, શફળ કરશો. જેથી હમો તમારો મોટો ઉપકાર માનીશું ?

લી॰ આપનો ન્યાતી બંધુ.

**ઊમેદરામ જયરામ**ની યથાયોગ્ય

શુભ ઇચ્છા કબુલ કરશોજી.

